દ્વિવેદી બંધુ મંડળ ગ્રંથમાળા.

# वरदायनी रसिक गायन संग्रह.

રચનાર,
સાંકળેશ્વર હરિશંકર દવે.
રૂપાલ તા૦ કલોલ.

છપાવી પ્રસિદ્ધ કરનાર.
મનસુખભાઈ મ્હોટાભાઈ પારેખ.
પાટણ.

આવૃત્તિ ૧ લી. પ્રત ૧૦૦૦.

અમદાવાદ:
"નિર્મળ" પ્રિન્ટિંગ પ્રેસ, મદનગોપાળની હવેલીમાં
લલ્લુભાઈ ઈશ્વરદાસ ત્રિવેદીએ છાપ્યું.

સંવત ૧૯૫૯. સને ૧૯૦૨.



કિમ્મત બે આના.

# પ્રસ્તાવના.

જો કે આવા ટુંક ગ્રંથને માટે પ્રસ્તાવનાની જરૂર નથી, તો-પણ સદરહુ પુસ્તકમાં દેવી મહાત્મના સંક્ષિપ્ત વૃતાંતનો જે કંઈભાગ આપવામાં આવ્યો છે તેનો જુજ લેખ આ સ્થળે કરવા ધારૂં છું. માજીના અસલ વરદાયની નામ ઉપરથી હાલ લોકો તેને વરદક્ષણી (વડેચી) વિગેરે કહેછે, અને પાંડવોએ બનાવેલી પંચપલ્લીને હાલ લોકો પલ્લી કહે છે, માજીની મૂર્તિ ધાતુની છે અને તે ચાવડાના ઘરમાં રહે છે, તે ચાવડા માજીના સેવક છે. માજીનું સ્થાન રૂપાલ ગામથી દક્ષિણ દિશાએ આશરે અર્ધો માઇલ દૂર છે. માતાનો મેળો (મહોત્સવ) આસો સુદી ૯ ના દિવસે નવ રાત્રી પૂરાં થયે ભરાય છે, નવ રાત્રી વધતું કે ઘટતું હોય તોપણ નવ રાત્રી ગણીનેજ ભરાય છે ને તેમાં દસ પંદર હજાર જાત્રાળુ ભેગાં થાય છે, અને પલ્લી ઉપર તેમના તરફથી માનતાઓનું ઘી લગભગ પાંચસો મણ ચઢે છે. રૂપાલ ગામમાં બે હજાર ઘરની વસ્તિ છે તેમાં શાહુકારનો ભાગ વિશેષ છે.

આ ઠેકાણે હું મારા ખાસ એક સ્નેહી તે મે૦ જેતલવાસણા તા૦ વિસનગરના ઇનામદાર લાડુમીઆં સાહેબના કારભારી શ્રી મુરબ્બી ત્રિકમલાલભાઇનું આ ગ્રંથમાં આગેવાનીપણું અને પ્રોત્સાહન તથા મારા ઉપરનું અતિ સ્નેહયુક્ત મમત્વ વિગેરે ઉત્તમ સદ્ગુણોથી આકર્ષાઇ હું મારા હૃદયનાનિભૂત સ્થાનમાં એઓશ્રીના પવિત્ર આત્મા વિષે ભક્તિ રાખી આ એક ઇશ્વરી સ્તુતિ પત્રિકામાં એઓશ્રીના પવિત્ર નામની નોંધ લેવા ધારૂં છું. સદરહુ પુસ્તકના જન્મમાં એ

એઓશ્રી તરફથી મને જે કંઈ કિંમતી સલાહ કે મદદ મળી છે તેને માટે હું ઘણો આભારી છું, અને ઇચ્છુછું કે ઇશ્વરી આવા સુપ્રસંગો-પર એઓશ્રીની એવીને એવી નિર્મળ વૃત્તિઓ ઉત્તેજીત કરે !!!

લી. કર્તા.

૭૬૨



# वरदायनी रसिक गायन संग्रह.

## દેવીની સ્તુતિ.

### રાગ ધનાશ્રી.

**( વિનંતિ ધરજો ધ્યાન. ) એ રાહ.**

સહાય કરો મમ માત, વરદાયની સહાય કરો મમ માત; ટેક.
શીશ નમાવી અરજ કરીએ, પાયે પડી જોડી હાથ; વરદાયની૦
હોંષ ધરીને કામ આદરીએ, પુરણ કરજો ગાથ; વરદાયની૦
દોષ હમારા દુર કરીને, ક્ષમા દીઓ માતુ આજ; વરદાયની૦
સાંકળેશ્વર છે સેવક તારો, સફળ કરજો કાજ; વરદાયની૦

## રૂપાલ વિષે.

### રાગ મનહર છંદ.

રૂડું છે રૂપાલ ગામ, વરદાયનીનું ધામ;
વરખડીયોમાં ઠામ, શોભા અતિ ભારી છે.
સોમનાથ મહાદેવ, નીલકંઠ તતખેવ;
પુજારી કરે છે શેવ, જુક્તિ બહુ સારી છે.
ઠાકોરનાં ત્રિ મંદીર, શોભિત અતિ સુંદીર;
રામજી ઉભા ગંભીર, સૌના હિતકારી છે.
બ્હેરઇને ખોડીયાળ, બોરીજ છે તતકાળ;
અંબાજી લે છે સંભાળ, એવી દિન દયાળી છે.

આગોળે છે બાળાપીર, ત્રણુ છે તળાવ તીર;
સાત કુવે ખેંચે નીર, જળ મિષ્ટકારી છે.
બ્રાહ્મણુ વસે છે ઝાઝા, લાડુ ખાઇ થયા તાજા;
કોઇની ન રાખે માઝા, એવા ઉપકારિ છે.
બીજા વસે પાટીદાર, વાણિઆ છે શાહુકાર;
કુલ ઘર બે હઝાર, માતુ સહાયકારી છે.

## લાવણી.

વરદાયની માતા સુણો વિનતિ મારી;
હું અરજ ગુજાર્યા કરૂં સ્તુતિ તમારી.
હું પ્રેમ ધરીને આજ આવ્યો તારે પારે;
વરદાયની માતા ચડોને મારી વારે.
તમે મોટાં છો મંમાય દિન દયાળી;
તારી નૌતમ શોભા નજરે મેં નિહાળી.
તારૂં મુખ શરદ પુનમ ચંદ્રના જેવું;
સદા ગોખ મધ્યે ઓપે છે મા એવું.
સૌ સેવક તારા શરણે આવ્યા આજે;
માજી મ્હેર કરીને સુધારજો સૌ કાજે.
કરજોડી દિન થઈ દાસ અમો ગુણ ગઇએ;
રાખો રહેમ નજર અમ ઉપર સદા સુખ લઇએ.

## દુર્મદ દૈત્ય વિષે.

( રાગ ક્ષત્રી કલંક. )

થયાં હંસ ઉપર અસવાર, સુદરશન કર ગ્રહી રે. ટેક.
કરવા દુર્મદનો સંહાર. ,,

પ્રગટ્યો વિશ્નુના કક્ષથી અસુર ,,
સર્વે દેવોનું ઉતાર્યું નૂર ,,
પિડા પામી દેવ કરે ત્રાય ત્રાય ,,
દેવી કરજ્ને અમારી સહાય ,,
પ્રસન્ન થઈ આપ્યું વરદાન ,,
અસુરોનો ઉતારવા અભિમાન ,,
કરી ક્રોધ આંખ વિકરાળ ,,
હણ્યો દુર્મદ ત્યાં તતકાળ ,,
કર્યો સરવે અસુર સંહાર ,,
વરત્યો સ્વર્ગમાં જયજયકાર ,,

## પાંડવો વિષે.

### રાગ ભૂપ કલ્યાણ.

પ્રિય માતુશ્વરી, આપો રજા કૃપા કરી,
ગુપ્ત રહેવા આજ હોંશ અમે ચિત્તે ધરી; ટેક.
એક વરસ છાના રહીને, જાતું છે નીજ દેશ;
માજી સહાય થઇ અમ ઉપર, દ્યો રૂડો ઉપદેશ. પ્રિય૦
સ્તુતિ સુણી પ્રસન્ન થયાં, આપ્યું છે વરદાન;
સરવે ઠામે તમ જય થાશે, રહો કુશળ કલ્યાણ. પ્રિય૦
આજ્ઞા માગી સીધાવીયા, વૈરાટ નગર મોઝાર;
કૌરવ યોદ્ધા જયમલ આવ્યો, કર્યો તેનો સંહાર. પ્રિય૦
વરસ પુરૂં થઈ રહ્યું સીધાવીયા નીજ ધામ;
કૌરવ સાથે યુદ્ધ કરીને લીધું રાજ્ય તમામ. પ્રિય૦
માજીના સ્થાનક આવીને નમિયા વારંવાર;

પોતે પડછા રૂપ હતાં તે સ્થાપન કર્યાં નિરધાર. પ્રિય૦
પાંચે મળી પંચ બલી બનાવી સુવર્ણની તે વાર;
મણિમય પ્રતિમા ત્યાં પધરાવી હર્ષ વાધ્યો અપાર. પ્રિય૦
દેવી સ્થાપના પછી ત્યારથી પ્રગટાણી સાક્ષાત;
મહીમા આપનો અતિશય વાધ્યો કળીયુગમાં વિખ્યાત. પ્રિય૦

## સિદ્ધરાજ વિષે.

### ( રાગ બનઝારાનો. )

મુને રજા દીઓ માતુ મારી, કરૂં સંગ્રામની તૈયારી, ટેક.
માજી આવ્યો શરણે તમારે, ઝટ ચડોને મારી વારેરે;
લેશો અરજી ઉર સ્વીકારી. કરૂં સંગ્રામની૦
મારે થયા છે બે અપવાસ, સર્વ સેનાને પડીયો ત્રાસરે;
તમ પાસે બેઠો ટેક ધારી. કરૂં સંગ્રામ૦
મારૂં ધારાનગર રાજન, ત્યારે જમવું મારે અન્નરે;
એવું પણ લીધું છે ભારી. કરૂં સંગ્રામ૦
પાટણ પતિ હું સિદ્ધરાજ, યશોવર્માનું લેવું રાજરે;
સહાય થાઓ દિન દયાળી. કરૂં સંગ્રામ૦
ત્યારે માજી થયાં પ્રસન્ન, માગ માગ ક્યા મુખથી વચનરે;
શું બેઠો છે હિંમત હારી. કરૂં સંગ્રામ૦
છાંણ માટીનો કોટ રાજન, કરો ખડ્ગથી તેનું પતનરે;
એમ વીધી બતાવી સારી. કરૂં સંગ્રામ૦
તેમ કરીને જમિયો રાય, પાયે પડી પંથ પળાયરે;
સંગે સિધાવજો માતુ મારી. કરૂં સંગ્રામ૦

### રાગ રામશ્રી.

( વૈદરભી વનમાં વલવલે. ) એ રાહ.

સહાય થાજો માતુ માહરી, જાવું યુદ્ધને કાજ;
ધારાનગર મારે જીતવું, લેઇ લેવું છે રાજ. સહાય૦
યશોવર્મા બળવાન છે, હું છું નાનેરો બાળ;
પણ આશા એક તાહરી, તમે લેજો સંભાળ. સહાય૦
ફોજ લેઇ રાય પરવર્યો, લેવા શત્રુની લાજ;
જીતીને રણભૂમિમાં, લીધું રાજનું તાજ. સહાય૦
યશ લેઇ વિર આવીયો, માતુ પ્રણામ કાજ;
તુજ પ્રતાપે રણમાં જઇ, પામ્યો સુખનું સાજ. સહાય૦
એવી દેવળ જીર્ણ દેખીને, નવું કરીયું તે વાર;
માતુ પ્રતિમા લાવીને, પધરાવા નિરધાર. સહાય૦
ચાવડો રક્ષક મૂકીને, સીધાવ્યા નિજ શહેર;
માજી સેવક છું તાહરો, કરજો અમપર મહેર. સહાય૦

## મંડપની શોભા વિષે.

( રાગ માઢ. )

યની માતા, છો સાક્ષાતા, વરદાન દાતા, વંદીએ વારંવાર;
એ વારંવારરે. વરદાયની માતા૦ ટેક.
થી દક્ષિણ દેવળ કરાવ્યું, વરખડીયાં મોઝાર;
ળવાળે શિખર ચડાવ્યું, આપી રૂપૈયા હજારરે. વરદાયની૦
મોટી બે ઘુમટ છેને, ઉગમણાં છે દ્વાર;
જુ બે આંજી શોભે, માજી ગોખમાં સારરે. વરદાયની૦

સનમુખ જાળી શોભતી, બે બાજુ ઉભા છડીદાર;
ડાબો દરવાજો સનમુખ બારી, પીતળનાં છે દ્વારરે. વરદાયની૦
ત્રણે બાજુએ ધર્મશાળા છે, બગીચો સનમુખ;
મંડપની બહાર પલ્લી બિરાજે, દુઃખીનું કાપવા દુઃખરે. વરદાયની૦
સરોવર છે જમણી બાજુ, નિર્મળ વારી જણાય;
તરત પારખું ત્યાં માજીનું, ચોપડ વસ્ત્રનું જાયરે. વરદાયની૦
ભાવ ભક્તિથી જે ગુણ ગાશે, માજી કરશે મહેર,
સાંકળેશ્વર છે સેવક તારો, કરજો લીલા લહેરરે. વરદાયની૦

## માતાની શોભા વિષે.

**( પુનમ ચાંદની ખીલી પુરી અહીંરે. ) એ રાહ.**

મહા શુભ સુંદીર શ્રીમતિ રૂપવતિ નગરીને વિષેરે;
રૂડું વરખડીયાંમાં વરદાયનીનું ધામ,હેતે ચાલોને દર્શને જઇએ આપણેરે.ટેક.

રૂડો દિવસ રવિવારનો, દરશન જાય નરનાર;
ગોખ મધ્યે બિરાજતાં, તેજ તણો નહિ પાર.

કરે કંકણ ચુડી અતિ શોભિતિરે,
પાયે સાંકળાં ઝાંઝરનો ઝમકાર. હેતે ચાલોને૦

નાકે નિર્મળ વાળી છે, શોભા તેની અપાર;
કાને અકોટી ઢળકતી, ટીલડી છે ભભકાર.

હાથે બેરખી બાજુબંધ શોભીતારે,
દામણિયે છે હિરાનો જડાવ. હેતે ચાલોને૦

શંખ, ચક્ર, કમંડળ, ચોથી છે જપમાળ;
આયુધ હસ્ત ગ્રહી થયાં, હંસ ઉપર અસવાર,

માથે સોનાનું છત્ર ઝુકી રહ્યુંરે,
શોભે કંઠમાં એકાવળ હાર. હેતે ચાલોને૦

હાંડી ઝુમ્મર લટકતાં, ગલાસ ગોળા અપાર;
દ્વારે તોરણ શોભિતું, તખ્તા હારોહાર.

માથે જરિયન ચંદની ઝુલતીરે,
મુખ શરદ પુનમના ચંદ્ર સમાન. હેતે ચાલોને૦

આવે દિવસ નવરાત્રીના, ઓછવ રૂડા થાય;
નરનારી સૌ ભાવથી, માજીના ગુણ ગાય.

હરવા ફરવા રમવા જમવા જઇએ મંદિરેરે;
દર્શન કર્યાથી પાપ નિવારણ થાય. હેતે ચાલોને૦

## વરઘોડાની શોભા વિષે.

**( જુઓ જુઓ શોભા શી સભાની બની. ) એ રાહ.**

જુઓ જુઓ શોભા મંડળીની બની,
સેવકો આવ્યા રૂડા ત્યાં બની. જુઓ જુઓ૦ ટેક.

ત્રણે મંડળીયો ભેગી થઈ છે,
દિલમાં થાય છે હોંષ ઘણી. જુઓ૦

જુવાન સરવે ઝાંઝર ઝાલે,
રામઢોલની ગર્જના થાય ઘણી. જુઓ૦

નિશાન સરવે ફરકા ખાય છે,
પડઘમ બિગોલ ગાજેછે ઘણી. જુઓ૦

ખાનગી સિપાઇઓ થયા છે એકઠા,
સરકારી પોલીસ ફરે જૂદી. જુઓ૦

વાજીંત્ર વગાડતા ને ઓચ્છવ કરતા,

જાય ગામથી દક્ષિણુ દિશા ભણી. જુઓ૦
વરખડીયાંમાં માજીનું ધામ છે,
સિંહાસન બિરાજ્યાં શિરોમણી. જુઓ૦
સેવક સરવે ઉભા છે શુરવીર,
વિજયની ધજા ફરકે ઘણી. જુઓ૦
માજીના સ્થાનકે હવન થાય છે,
સરવે દર્શન કરી જાય ઘર ભણી. જુઓ૦

## પંદર તિથીઓ.

### રઘુપતિ રામ રૂદેમાં રહેજો રે, એ રાહ.

સખી પડવે તે પહેલો દનરે, રાખો વરદાયની ઉપર મનરે;
મારૂં તન મન તલસે છે તન, સખી મને દરશનની લેહે લાગીરે. ટેક,
સખી બીજે બાળા કોડે રે, જઇએ માજીના વરઘોડે રે;
ગરબો ગાવાની પાડો હોડ. સખી મને૦
સખી ત્રીજે ત્રિભુવન માતરે, હંસ વાહની છો સાક્ષાત રે;
લીધું ચક્ર તે જમણે હાથ. સખી મને૦
સખી ચોથે ચતુરા ચાલે રે, ગાય ગરબોને તાળી આલે રે;
સોળે શણુગાર સજીને મહાલે. સખી મને૦
સખી પાંચમે પ્રયાણુ કરીએ રે, માનું ધ્યાન રૂદેમાં ધરીયેરે;
સરવે શુભ નીતિ આચરીયે. સખી મને૦
સખી છઠ્ઠે છબિલી નારરે, થાઓ સરવે સખી તૈયાર રે;
ઝાલો દીવા ને પુષ્પના હાર. સખી૦ મને૦
સખી સાતમે સૌ જણુ અવોરે, માના આગળ જઇ ગુણુ ગાવોરે;
ઘણા ઉમંગથી લ્યો લ્હાવો. સખી મને૦

સખી આઠમે આનંદ થાયરે, સરોવરમાં જઈ સૌ નહાયરે;
સરવે ચોપડ વગ્રતું જાય. સખી મને૦
સખી નોમે તે નૌતમ જોશોરે, કોટી જન્મનાં પાપજ ધોશોરે;
હાથે આવેલો અવસર ખોશો. સખી મને૦
સખી દશમે દશ અવતાર રે, આવી નમન કરે વારંવાર રે;
કર્યો દુર્મદનો સંહાર. સખી મને૦
સખી અગિયારશે એકાંતરે. પાંડવ જોઇને થયા શાંતરે;
માજી ભાગો મનની ભ્રાન્ત. સખી મને૦
સખી બારશે બહુ દુઃખ કાપ્યુંરે, પાંડવોને વરદાન આપ્યુંરે;
ત્યારે વરદાયની નામ સ્થાપ્યું. સખી મને૦
સખી તેરશે તાળ મૃદંગરે, ઓછવ થાય છે વિધવિધ રંગરે;
વારે ધાયાં સિદ્ધરાજની સંગ, સખી મને૦
સખી ચૌદશે ચતુરાઈ કીધીરે, ધી ઢોળવાની રજા દીધી રે.
સેવકોને આપી રિદ્ધિ સિદ્ધિ. સખી મને૦
સખી પુનમે પરભવ પાપરે, સાંમુ જોઇને કરજો માફરે;
સાંકળેશ્વરનાં દુઃખ કાપ. સખી મને૦
તિથો ભાવથી જે કોઈ ગાશેરે, માજી પ્રસન્ન તેને થાશેરે;
તેનાં દુઃખ દાળિદ્ર જાશે. સખી મને૦

## બાર મહિના.

( અગન કેરી ગાડીરે આવી. ) એ રાહ.

વરદાયની માતને વિનવું, ગણુપતિને લાગુ પાય,
સરસ્વતિ બુદ્ધિ આપજો, જેથી ગુણ તમારા ગવાય;
વરદાયની દરશન આપો, દરશન દ્યો મોરી માત. વરદાયની૦ ટેક.

કારતકે કરૂણા કરી, વસીયાં રૂપાલ ગામ;
ચાલો જઇએ મંદિરીએ, રૂડું વરખડીમાં છે ધામ. વરદાયની૦
માગશર મહિને મનમાં, મળવાની છે હામ;
કરજોડી કરૂં વિનતિ, મારાં પુરણ કરજો કામ. વરદાયની૦
પોષે પરદુઃખ કાપીને, સૌની કરજો સહાય;
અબળાને સુખ આપજો, સદા ગુણ તમારા ગાય. વરદાયની૦
મહા મહિને મનમાં ઘણી, ચિંતા અમને થાય;
ઘરમાં ઘડી ગોઠે નહીં, તમ દરશનમાં ચિત્ત જાય. વરદાયની૦
ફાગણ મહિને ફૂલિયો, વસંત રૂડી પેર;
સોળે શણગારો સજી, ગુણ ગાયછે વિધ વિધ પેર. વરદાયની૦
ચૈત્રે ચમ્મર ઢોળિયે, માજીને દિન રાત;
ઘણા દિવસના દુઃખની, ચાલો માંડીને કહીએ વાત. વરદાયની૦
વૈશાખે વસમો થયો, ઉષ્ણ રૂતુનો તાપ;
અબળા જાતિ સુકોમળી, કેમ સહન કરે પરિતાપ. વરદાયની૦
જેઠે જશ ગાવા તણો, સૌને ઉપજે પ્રેમ;
મનવાન્છિત ફળ માગવા, સખી લઇએ દરશનનું નેમ. વરદાયની૦
અષાડે અંબે આવજો, આશા પુરવા કાજ;
ચિત્ત લાગ્યું તમ મન વિષે, માજી રાખજો સૌની લાજ. વરદાયની૦
શ્રાવણ મહિને સજ થયાં, સેવકનાં કરવા કામ;
માજી કરીયે વિનતિ, તમે દુષ્ટનો ફેડજો ઠામ. વરદાયની
ભાદરવે ભય ભાગવા, અંબેનું ધરીયે ધ્યાન;
દુરિજન હોય તે નિંદશે, માજી ઉતારશે અભિમાન. વરદાયની૦
આસો મહિને આવિયા નવરાત્રીના દિન;
શોભા નિત નવી નવી બને, મારૂં જોવાને ઇચ્છે મન. વરદાયની૦

અધિક માસમાં અધિક છો, તમથી મોટું નહિ કોય;
માતને તાત તમો માજીરે, બીજું સગપણ મિથ્યા હોય. વરદાયની૦
સંવત ઓગણી અઠ્ઠાવનો, અધિક શ્રાવણ માસ;
સાંકળેશ્વર ગુણ ગાય છે, મારો રૂપાલ ગામમાં વાસ.. વરદાયની૦

## પ્રભાતિયું.

### ( જીભલડીરે તને હરિ ગુણ ગાતાં ) એ રાહ.

જાગોને વરદાયની માતા, સેવક આવ્યા પારેરે, ટેક.
ઉઠોને ઝટ દ્વાર ઉઘાડો, સરવે ઉભા બહાર રે. જાગોનેરે૦
પ્રેમ ધરીને સ્થાનકે આવ્યા, માજીનું ધ્યાન ધરવારે;
કોટી જનમનાં પાપજ હરવા, ભવસાગર ઉતરવારે. જાગોને૦
માન સરોવર નિર્મળ ભરિયું, જે કોઈ આવી નહાયરે;
એક ચિત્તેથી સ્તુતિ કરતાં, પાપ નિવારણ થાયરે. જાગોને૦
ચરણાર્વિંદમાં શીશ નમાવા, સૂર્ય થયો તૈયાર રે;
જાગોને ઝટ આગના આપો, પ્રકાશ કરે તે બહાર રે. જાગોને૦
પશુ પંખીજન જનાવર પોતે, મધુર કરે છે રાગ રે;
વનસ્પતિ ત્યાં ખીલી રહી છે, ગુણ ગાવા અથાગરે. જાગોને૦
પ્રાતઃકાળે જે કોઈ લેશે, વરદાયનીનું નામરે;
સંકટ સરવે તેનાં નિવારી, પુરણ કરશે કામરે. જાગોને૦
સાંકળેશ્વર છે જન તમારો, દરશન મુજને દેજોરે;
સરવે સેવકોનાં કામ સુધારી, અરજી ઉરમાં લેજોરે. જાગોને૦

## સલોખો.

કલોલ તાબે છે રૂપાલ ગામ, રૂડું વડેચી માતાનું ધામ, દક્ષિણ વસેતે,

દક્ષિણ વસે તે બ્રહ્માણિ માત કળિયુગમાં તમે વિખ્યાત, સુખ બુધ આપોને,
સુખ બુધ આપોને વડેચી માય, કરજોડીને લાગું હું પાય, નમિ નમિને,
નમિ નમિને વારંવાર, હંસ ઉપર થયાં અસવાર, યુદ્ધ કરવાને.
યુદ્ધ કરવાને દેવોની વાર, કરવા દુર્મદનો તે સંહાર, કરી ક્રોધને,
કરી ક્રોધને આંખ વિકરાળ, માર્યો અસુર ત્યાં તતકાળ, ચક્ર લેઇને,
ચક્ર લેઇને બિરાજે માતા, ભક્તોને કરે સુખ સાતા, દાસ જાણીને.
દાસ જાણીને દુઃખજ કાપ્યું, પાંડવોને વરદાન આપ્યું, ગુપ્ત રહેવા તે,
ગુપ્ત રહ્યા તે વૈરાટ માંહ્ય, જયમલ આવ્યો છે શોધતો ત્યાંહ્ય, પાંચ પાંડવને,
પાંચ પાંડવને સહાય છે માત, જયમલનો કર્યો નિપાત, વૈરાટ નગરે;
વૈરાટ નગર છોડી નીકળ્યા, હસ્તિનાપુરની ગાદી મળ્યા, માત કૃપાએ,
માત કૃપાથી સ્થાપન કરીયું, વરદાયની નામ ધરીયું, નામ રહેવાને;
નામ રહેવાને પલ્લી બનાવી, ઘી ઢોળવા માતાને ફાવી, સનમુખ ઉભી તે,
સનમુખ જોઇ આવ્યો સિદ્ધરાજ, લેવું ધારા નગરનું રાજ, ટેક ધારીને,
ટેક ધારી કર્યા બે અપવાસ, સેનાને પડીયો ત્રાસ, પ્રસન્ન થયાં તે,
પ્રસન્ન થઇને બોલ્યાં વચન, છાંણુ માટીનો કોટ રાજન, કરી ઘાયને;
કરી ઘાયને છેદ્યું ત્યાં શીશ, અન્ન જમ્યો ને ઉતરી રીસ, તૈયાર થયો તે,
તૈયાર થઇને પંથે પળાય. માર્યો ધારા નગરનો રાય, રાજ જીતીને;
રાજ જીતી આવ્યો માજીને સ્થાન, રાજાનું વધ્યું ત્યાં માન, પાયે પડીયો તે,
પાયે પડીને માગી રજાય, દેવળ ત્યાં નવું બંધાય જીર્ણ થયું તે;
જીર્ણ થયું તે બંધાવ્યું ગામે, વરખડીયાંમાં માનું ધામ, જઇએ જોવાને,
જઇએ જોવાને માતાનો પારો, સરોવરનો ત્યાં છે આરો, સાચ જોવાને;
સાચ જોવાને પારખું જો જો, વસ્ત્ર ઘીમાં બોળી ધોજો, નોમને દીને,
નોમને દીને શોભાજ થાય, ઓચ્છવ કરતા સેવક જાય, માજીના પારે,
માજીના પારે હવન થાય, મધ્ય રાત્રીએ પલ્લી ભરાય, ઘી ઢોળીવદેનો

ઢી ઢોળી દેવ તૃપ્ત કીધા, સેવકોને આશિર્વાદ દીધા, નજર કરીને, નજર કરીને રૂપાલ વાસ, સાંકળેશ્વર છે દાસ, માજી તમારો.

## પલ્લી વિષે ગરબો ૧ લો.

સારૂ સારૂરે રૂપાલ ગામ, વડેચી અલબેલી,
નવ ખંડમાં માનું નામ, વડેચી. ટેક૦
માની શોભા શીરે વખાણું, મુખે કહી નવ જાય રે,
શેષ સનકાદિક પાર ન પામે, એવી બ્રહ્માણિ માય. વડેચી૦
સંવત ઓગણી એકતરીયામાં, નવું દેવળ બંધાવ્યું રે,
માતાજીની કૃપા વડે તો સૌના દિલમાં ભાવ્યું, વડેચી૦
આસોમાં નવરાત્રી આવે, નવી નવી શોભા બનાવે રે,
ગાડી ઘોડા રથ લેઇને, દરશન કરવા આવે. વડેચી૦
સાત દીવસ વહી ગયા, આઠમની પલ્લી થાય રે,
ચોકારીમાં ફેરવીને, ઓરીજ માતાએ જાય, વડેચી૦
આઠમનો દિન પુરો થયોને, નોમનો દિવસ આવે રે,
મુખી હવાલદાર ચોરે આવી, ઢેડાને બોલાવે. વડેચી૦
ખીજડો વાઢી લાવી નાંખ્યો, મોટા માઢની માંય રે,
સુતાર ખભે કોઢા લેઇને, પલ્લી ઘડવા જાય. વડેચી૦
પલ્લી ઘડીને તૈયાર કરી, હજામ ચિંતા ધરાવે રે,
સોટા વાઢી લાવી મૂકેલા, તે લેઈ બાંધવા આવે. વડેચી૦
કુંભાર કુંડાં છાંદી રહે, માળી તોરા માંડી લાવે રે,
સૌ૦સૌને કર એવો છે કે, વગર તેડાવ્યા આવે. વડેચી૦
બપોરે મંડળી ભેગી થઇને, લોક મળ્યું છે અપાર રે,
રામઢોલ, પડઘમ, બિગોલ, ગાજે, ઝાંઝરનો ઝમકાર. વડેચી૦

નાના પ્રકારનાં વાજીંત્ર વાગે, નિશાન ફરકા ખાય રે,
મંડળી દરવાજે આવે, ભીડ બહુ ત્યાં થાય. વડેચી૦
માને પારે હવન થાય માંહ્ય, ઘૃત ઘણું હોમાય રે,
બ્રાહ્મણ સઘળા વેદ ભણે, ત્યાં માનુનિ મંગળ ગાય. વડેચી૦
રૂડું ગામ રૂપાલ છે માંહ્ય, વસે ઉજળી વર્ણ રે,
માજીના ગુણ ગાવા માટે, માંડવી નીકળે ત્રણ. વડેચી૦
હાંડી ગોળા ગલાસ ઝુંમ્મર, તખ્તા ચંદની માળી રે,
નરનારી સૌ ગરબો ગાયને, વાગે છે માંહ્ય તાળી, વડેચી૦
હરતાં ફરતાં જોવા જાતાં, વીતી ગઈ મધ્ય રાત રે,
ખીચડો ચઢી તૈયાર થયો, પ્રગટ્યાં પલ્લી માત. વડેચી૦
મોટા માઢમાં પલ્લી આવે, ઘૃત ઘણું ઢોળાય રે,
ઘડીવાર ત્યાં ઉભાં રહીને, શુકલાંના ઢાળે જાય. વડેચી૦
પ્રેમે કરી માજીને વધાવ્યાં, ત્યાંથી તૈયાર થયાં રે,
વચ્ચે બે મૂકામ કરી, તરવાડીયાંના માઢે ગયાં. વડેચી૦
ઘીની ઘડિયો મોટી ભરેલી, કુલ્લાં છે અપાર રે,
સેવક પલ્લી ઉપર ચઢીને, ઢોળી દે નિરધાર. વડેચી૦
ભાટવાડે રાજવાડે થઇને, ચોકારીમાં આવે રે,
નર નારી સૌ દરશન આવે, ઘી ઘણું ચઢાવે. વડેચી૦
છોકરાંને આંગળી ન આપે, એવું મોંઘુ ઘી ઢોળાય રે,
ત્યાંથી ઉપડી મંદીર આવે, જાંબે જાંબે થાય. વડેચી૦
ઘી ભરેલું ઢોળી દેઇને, પટેલ આજ્ઞા માગે રે,
વચ્ચે એક મુકામ કરીને, વાણિયા પાયે લાગે. વડેચી૦
ઘડીવાર ત્યાં ઉભાં રહીને, મોડાસાંના માઢે આવે રે,
ઘીનાં કુલ્લાં ડબ્બા ભરેલા, પલ્લી ઉપર ચઢાવે. વડેચી૦

ઘી ઘણું ઢોળાય છે જેમ, આવ્યો અષાડો મેહ રે,
ચોપડાં વસ્ત્ર ધોવાઇ જાશે, તેમાં નહી સંદેહ. વડેચી૦
બાવીસ મૂકામે ચુહાણ જઇને, મંડપ સામું જોયું રે,
ભાવથકી દરશન કર્યું તેનું, દુઃખડું સરવે ખોયું. વડેચી૦
મંડપ બિરાજ્યાં મહેર કરીને, પુજા આરતિ થાય રે,
સેવક સરવે નાહી ધોઇને, માજીના ગુણ ગાય. વડેચી૦
આંધળાંને આંખ આપે, પાંગળાંને પાયરે,
વાંઝિયાંને દેવી પારણાં બંધાવે, એવી બ્રહ્માણિ માય. વડેચી૦
રૂપાલ ગામનો ઔદિચ્ય બ્રાહ્મણ, ચોકારીમાં વાસરે,
માજી મહેર કરો અમ ઉપર, દાસતણો છું દાસ. વડેચી૦
હાથ જોડી વિનંતિ કરીએ, દુષ્ટને ખોળી લેજોરે,
સાંકળેશ્વર છે દાસ તમારો, દરશન મુજને દેજો. વડેચી૦

## ગરબો ૨ જો.

ધન વરદાયની કર સુદરશન હંસ ઉપર અસવારી,
ધન શોભા ગણી મોટા દૈત્યોને નાંખ્યા તેં મારી, ટેક.
કરી કૃપા રૂપાલને શોભાવ્યું, વૈકુંઠ દરશન તે અહીં આવ્યું;
સૌ સેવક જનને મન ભાવ્યું. ધન વરદાય૦
વય નાંની વરસ ઉમ્મર સોળ, અધર દીસે રાતા ચોળ,
મુખ પુનમ ચંદ્ર શોભે ગોળ. ધન વરદાય૦
માયે પહેરી નવરંગી સાડી, ચોફેર કસબની કોરાળી,
એવી શોભા નજરે મેં ભાળી. ધન વરદાય૦
મોતિયાંની માળા લળકે છે, દામનિયે હીરા ચળકે છે,
માના કપાળે ટીલડી ઝળકે છે. ધન વરદાય૦

હીરા કંકણીઓ હાથ ધણી, પહેરી વેઢ વીંટીઓ તે જમણી,
દિન હું છું કેમ શકું વરણી. ધન વરદાય૦
ચળકે છે ચાંદની રાત ઝાઝી, ગરબે ઘુમતાં મારી માજી,
લળી લળી તાળી લેછે ગાજી. ધન વરદાય૦
કુમ કુમ પાઉ ભરતાં મા ચાલે, ગરબે ગાતાં દરશન આલે,
લે તાળીને નીચું ભાળે. ધન વરદાય૦
આસો સુદ નોમે નવરાત્રી, ભરાય મેળો આવે જાત્રી,
આવે અમલદાર કરવા ખાત્રી. ધન વરદાય૦
નોમે સૌનાં દિલ હરખાયે, મધ્ય રાત્રે પલ્લી ભરાયે,
બાવીસ મુકામ ધી ઢોળાયે. ધન વરદાય૦
જેને રૂદીયામાં રાખ્યો ટેક, ઓળખી બ્રહ્માણિ તું એક,
તેને ન્યાલ કરી નાંખ્યો છેક, ધન વરદાય૦
ઔદિચ્ય જ્ઞાતિ સેવક તારો, ચરણથી નવ રાખો ન્યારો,
સાંકળેશ્વરને માજી ઉર ધારો, ધન વરદાય૦

## ગરબો ૩ જો.

ગાયકવાડી છે રૂપાલ ગામરે, શીયાજીરાવ કેરૂંરે;
રૂડું વરદાયનીનું ધામ, શિખર બંધ દેરૂંરે.
ડાબી બાજુમાં દરવાજો, ઉપર છે ધાબુંરે;
જમણું છે સરોવર ત્યાંય, નિર્મળ લાંબુરે.
ત્રણે બાજુએ ધર્મશાળારે, સનમુખ બારીરે;
સામી ઉભી છે પલ્લી માત, સેવક સુખકારીરે.
થયાં હંસ ઉપર અસ્વારરે, ચક્ર હાથ ધારીરે;
કર્યો દુર્મદનો સંહાર, દેવોને ઉગારીરે.

સહાય થયાં પાંડવોને માતરે, પ્રગટ થાવા ધામરે;
ત્યારે સ્થાપન કરીયાં ત્યાંય, વરદાયની નામરે.
ટેક ધારી બેઠા સિદ્ધરાજરે, આવી ઉમંગેરે;
ધારાનગર જીતવા કાજ, માજી ગયાં સંગેરે.
વી ઢોળાય અપરંપારરે, વર્ણન શું કરીયેરે;
એક ટેક ધારી મન માંય, ધાન્ય રૂદે ધરીયેરે.
ભાવ થકી ચાલો દરશનરે, માજીને પારેરે;
તે દુઃખભંજન છે માત, ભવસાગર ઉતારેરે.
કોઈ નિર્ધન લખેશરી કરીયારે, દુઃખ સહુ કાપીરે;
અહોનિશ કરી જેને સેવ, બુદ્ધિ રૂડી આપીરે.
સર્વે સેવકોની કરો સહાયરે, દયા દિલ ધારીરે;
તારા ગુણ સાંકળેશ્વર ગાય, માજી લ્યો ઉગારીરે.

## ગાયન ૧ લું.

### ( રાગ ગીરધારીરે. )

હું સમરૂંરે વરદા માતુ મારી, કીધી હંસ ઉપર અસ્વારી;
આપ વસિયાંરે રૂપાલ ગામની માંહી, સૌ સેવકને સુખદાઇ.

### ઝુલ.

ભાવે ભક્તિ કરે નરનારીરે, ધરે મોટી આશા તમારીરે;
તેનાં કષ્ટો નાંખો વિદારીરે, થઇ દયાળુરે દરશન દ્યો આવારી. કી૦
નવ રાત્રીરે આનંદ અધિકો થાયે, તમ દરશનથી દુઃખ જાયે;
સ્તુતિ કરતારે માતુની ઉમંગે, તે રમતા લક્ષ્મીપતિ સંગે.

### ઝુલ.

છું માજી સેવક તમારોરે, દુઃખાબ્ધિથી ઉગારોરે,
જે ભાવે ભજે માતુનેરે, દુઃખો મટશેરે પ્રિતે નમે ચિત્ત ધારી. કી૦

## ગાયન ૨ જું.

### ( બંધ કીલ્લો બાપુ શું છે કામ. ) એ રાહ.

ચાલો પ્રિતેથી જઈયેરે, વરદાવની માતુને ધામ. ટેક.
વરખડીયોમાં વાસ કરીને, ભકતોનાં કરે છે કામ. ચાલો૦
પૂરણ ભાવે સ્તુતિ કર્યાથી, હણાએ કષ્ટો તમામ. ચાલો૦
હોમ હવન ત્યાં પ્રિતેથી જોશું, જોશું માતુનુંરે ધામ. ચાલો૦
પંચપલીનાં દર્શન કરીને, ભજશું માતુનુંરે નામ. ચાલો૦
અરજ દિન આ ઉર ધરીને, આપો સેવક પદ માન. ચાલો૦

## ગાયન ૩ જું.

### ( કાનુડો ન જાણે મારી પીડ એ રાહ. )

માતાજી પૂરોને મારી આશ. અમોછું બાળ તમારાં રે;
વરદાઈ પૂરોને મારી આશ. ટેક.

સેવક જનના માજી, દોષોના જોશોરે;
હણોને પૂર્વ જનમનાં પાપ, કર્યાં જે અરરરરર રે. વરદાઈ૦
વિજય પતાકા વાળાં, અમ ફરકાવો રે;
પટકાવો દુશ્મન દુરાચાર, ચીરે ચીત્ત ચરરરરર રે. વરદાઈ૦
સેવાને ભક્તિ આઈ, અખૂટ આપજ્યોરે;
પરમ કૃપાળુ કરો વહાર, સ્થાપીને થરરરરર રે. વરદાઈ૦
દયાની દ્રષ્ટે દિન દયાળી રે;

કીરતિ ગજાવો ગાજે ધરરરરર રે. વરદાઇ૦

## ગાયન ૪ થું.

### શાર્દુલ વિક્રીડીત છંદ.

આરાધું વરદાઇ માત તુજને, દિલે સદા ધારીને,
પાપી પૂરણ આવીઓ તુજ કને, ઉગાર તું ધાઇને;
કીધાં પાપ અપાર મેં ક્ષિતિમહીં, જોશો નહી રોષથી.
જાણી સેવક આપનો મનવિષે, તારો મહા દોષથી.

## ગાયન ૫ મું.

(દશા આ શી થઈ મારી કરમની છે ગતી ન્યારી) એ રાહ.

દુઃખાબ્ધિમાં દુઃખી ભારી, તમે લ્યો માતુ ઉગારી, ટેક.
દુઃખો સહન થતાં નથી, સંસારાબ્ધિ માંહ્ય,
તારી મમ નૌકા તમે, કરો સેવકને સાહ્ય;
ભક્તિ ભાવે કરૂં તારી, નિશા દીને દિલે ધારી. દુખાબ્ધિ૦
માતુ અપરાધ માહારા, છે અનેક હજાર,
ઇચ્છુ માફી આપની, નમિ હું વારંવાર;
દુઃખી છું હું અતિ ભારી, નથી હીંમત દિલે મારી. દુખાબ્ધિ૦
સેવક જાણી તાહરો, વિનતિ ઉરે ધાર,
ક્ષમા આપી અપરાધીને, સુખનો આપ વિચાર;
કરૂ સેવા સદા તારી, દીયો વરદાન દિલે ધારી. દુખાબ્ધિ૦

## ગાયન ૬ ઠું.

**(નથી જગતમાં સાથ સંબંધી, વિના ત્રિભુવનનાથ) એ રાગ.**

**આરે ભવાબ્ધિમાં સાથ સંબંધી તમે બ્રહ્માણિ માત;**

ફોગટ ફેરા ભવસાગરના, ભૂલી ફરૂં ભવમાં,
સાચ જુઠની ગમ્મત કરતાં, ભૂલી પડું દવમાં;
શર્ણાંગત મમ માતુ તમે છો, માયારૂપી વનમાં,
જીવતર ફોગટ છે મારૂં, ઘડી જપ્યો નહિ નામ તારૂં.
લોભ મોહ ગણ્યાં મેં તાત, અંતમાં નડશે થઇ પ્રખ્યાત,
" માતુ અપરાધ માહરા, છે અનેક હજાર "
" પણ છું સેવક તાહરો, તેથી કરશો વહાર "
લોભ મોહ ગણ્યા મેં તાત અંતમાં નડશે થઇ પ્રખ્યાત. આરે ભવાબ્ધિ૦

## ગાયન ૭ મું.

### ( ઓધવજી સંદેશો કહેશો શામને ) એ રાગ.

ભજેજન ભોળાં માતુને સૌ ભાવથી,
જેનું શર્ણું હરિહર પ્રિતે ચહાય જો;
બ્રહ્માદિક પણ સ્તુતિ કરે માતુ તણી,
દેવ જપી જપ સદા કૃતારથ થાય જો. ભજે જન૦
ભાવ સહિત ઉઠીને પ્રાતઃકાળમાં,
માતુ માતુ મનમાં એમજ ધારજો;
પાપ, કષ્ટ, કાપવા દિલે જો ચહે,
તો વરદાઇ માતુ હ્રદયે ધારજે. ભજે જન૦
સાચું સગપણ માતુનું મનમાં ધારીને,
ક્ષણ ક્ષણ જપજે નામ નિશદિન જો;
સગું નથી ધન, દોલતને સુખ સંપતિ,
અંત સમે ખરો એહનો વિશ્રામ જો. ભજો જન૦

સ્વપ્ન સમ ભવમાં ભૂલી શીદ ભાટકે,
કર તારા દેહનું સાર્થક શુભજો;
સાચું સગપણ માતુનું આ વિશ્વમાં,
અવતરણું જૂઠું છે દુઃખદાઇજો; ભજો જન૦
પ્રથમ સ્મરણ કરજો એહનું દિલમાં,
લખજો માતુનું નામ શરીર જો;
હાવ ભાવ માતુ પ્રત્યે રાખજો,
દક્ષણામાં લેજો માતુનું નામજો. ભજો જન૦
વૈભવ મળશે એહ પ્રતાપથી,
જલદી ટળશે પાપ અમાપજો;
નામ લેતાં તાપ ત્રિવિધિના ટળે,
થશે સુખ અંતે શુભ અપારજો. ભજો જન૦

P. V. D.

( રાગ કલ્યાણ. )

પ્રણામ પ્રણામ પ્રણામ, માતુ આપને પ્રણામ,
રજા લેઈ આપની, અમે જઇયે મૂકામ. ટેક.
પરિ તુષ્ટ થઈ અમ ઉપર તું મલીનતાને કાપ,
આ સેવક મંડળ સઘળાને પ્રસાદ તારો આપ. પ્રણામ.૦
અહોનીશ તનમનથી જેણે સેવા તારી કીધ;
માજી સહાય થઇ તે ઉપર બુદ્ધિ રૂડી દીધ. પ્રણામ૰
અલ્પ જ્ઞાની તરૂણુ વયનો હું છું નાનો બાળ;
કરી કૃપા તું સાચી દેવી સૌની લે સંભાળ. પ્રણામ૰
ભૂલ ચૂકની માફી કરજો, બાળગણી નિરધાર;
સેવકના સંકટ સમયે માજી કરજો વહાર. પ્રણામ૰

સંવત ઓગણી અઠાવનોને અધિક શ્રાવણ માસ;
કૃષ્ણ પક્ષની એકાદશીએ પુરણ કરીયું કાજ. પ્રણામ૦
રૂપાલ ગામનો વાસી હું છું સાંકળેશ્વર છે નામ;
દ્વિજ મંડળ દ્વિવેદી કુળમાં ચોકારીમાં ઠામ. પ્રણામ૦



# જાહેર ખબર.

સરવે સુજ્ઞ અને સદ્ગૃહસ્થોને વિનંતિ કરવા માજીના પ્રતાપવડે અલ્પ બુદ્ધિથી વાંચનારને રસિ-એવું જૂદા જૂદા રાગથી લઘુ પુસ્તક ( વરદાયની ગાયન સંગ્રહ ) રચ્યું છે, તો નીચેને શરનામેથી કીંમતે પુસ્તક મંગાવી લેશો. પોષ્ટેજ જૂદું.

દશ ઉપરાંત સામટા ગ્રાહક થનારને સેંકડે ..... ટકા કમીશન આપવામાં આવશે. માહે જુલાઇ સને ૧૯૦૨.

શરનામું.

સાંકળેશ્વર હરિશંકર દવે,

મુ૦ રૂપાલ, તાલુકા કલોલ.

દર્શન માટે દેવળસહ આયુદ્ધ આભુષણ સુદ્ધાં મૂર્તિની છબીઓ તથા હરેક જાતની દવા, વનસ્પતિથી મારેલી ધાતુઓ અમારે ત્યાંથી રોકડી કીંમતે મળશે.

શરનામું.

બાળકૃષ્ણ સદાશંકર દ્વિવેદી,

મુ૦ રૂપાલ તા૦ કલોલ.